# ભીલ કુમારી

ગરીબ વિદ્યાર્થીઓના લાભાર્થે

પદ્મમાવતી દેશાઈ

# ભીલ કુમારી

લેખિકા :

પદ્‌માવતી દેશાઇ

અને

# શકુંતલાના સાન્નિધ્યમાં

લેખકો :

પદ્‌માવતી દેશાઇ

મસ્ત ફકીર

ગરીબ વિદ્યાર્થીઓના લાભાર્થે





 ૧૯૪૦ [ કિંમત ૫ આના

# પ્રસ્તાવના

ભારતવર્ષનાં નરનારીઓ રામાયણ મહાભારતની વાતોથી કેવળ અનભિજ્ઞ નથી. આ નાટિકાનું વસ્તુ રામાયણમાંથી લીધું છે. શબરી એ રામાયણમાંની **ભીલ કુમારી** છે. રામાયણમાં આપણે રામવનવાસ દરમિયાન અલ્પ સમય માટે એને જોઇએ છીએ. જોઇએ છીએ ત્યારે જ એ વૃદ્ધા થએલી હોય છે. અલ્પદર્શનમાં આવેલું પાત્ર ભૂલાઇ જવા જ સર્જાયું હોય છે. શબરીનું પણ લગભગ એમ જ સંભવે. એને જીવતી રાખી છે કેવળ ભકતમંડળીએ.

શ્રી કૌશલ્યાનંદનમાં એનું આત્મવિલોકન એટલી જ વાત ઇતિહાસ આપણને કહે છે, એટલે આ નાટિકાનું મૂળ વસ્તુ પ્રાચીન ઐતિહાસિક પ્રસંગમાંથી લીધેલું હોવાથી ઐતિહાસિક ગણાય છતાં પણ એને કલ્પનાના રંગે રંગાવું તો પડયું જ છે.

મતંગઋષિ, ભરદ્વાજ મુનિ, શબરી, વગેરે ઐતિહાસિક પાત્રો છે, પણ ઇચ્છન અને અન્ય ભીલો એ બધાં કાલ્પનિક પાત્રો છે.

મારા સ્વભાવ ને સંસ્કારમાંથી ઉતરી આવેલું આ નાટક એ સંસ્કારની પ્રતિમૂર્તિ સમું નવાજૂનાનું મિશ્રણ છે.

પછાત કોમ, સ્ત્રીશિક્ષણ, દેશની રાજદ્વારી પરિસ્થિતિ વગેરે વિષે વિચારો તો રોજના જ થઇ પડયા હોય છે. તેમાં કન્યાકેળવણીની સંસ્થામાં ભજવવા માટેના નાટકનું કોઇ આદર્શ સ્ત્રીપાત્ર સૂઝી આવે તો સારું. એ વિચાર કરતાં શબરી સાંભરી અને એને મુખ્ય પાત્ર રાખી લખવા માંડયું. લખતાં લખતાં કેટલાક વખત અગાઉ શબરી વિષે કે કોઇક બીજા પાત્ર વિષે કયાંક વાંચેલું કે જોયેલું યાદ આવતાં લખાણમાં મદદરૂપ થઇ પડયું. નાટકમાં ગુરૂઘેર શબરીનો નિવાસ અને ખાસ કરીને તારાનો પ્રસંગ એ સ્મૃતિઅવશેષ છે.

નાટકમાં ઇચ્છનનું કાલ્પનિક પાત્ર ઉમેરી લગ્નનો પ્રસંગ ઉભો કરી સુરૂચિ કેળવવા ઉપરાંત શબરીનું વ્યક્તિત્વ વિકસાવવા પ્રયત્ન કર્યો છે.

પછાત કોમની કન્યાનો વિકાસ જેમને આભારી છે એવા ઋષિ-વર્યના જીવનની ભવ્યતા દર્શાવવાનો પણ અલ્પ પ્રયાસ આ નાનકડી નાટિકામાં કર્યો છે.

પ્રાચીન ઋષિમુનિઓનાં જીવન સમર્થ છતાં સંતોષી, ભવ્ય છતાં સંયમી, આદર્શ અને મિતવ્યવહારી હતા. મોક્ષમાર્ગે પ્રયાણ કરવા છતાં પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે એ મહાનુભાવો એમના તપ અને યોગ સિદ્ધિ, એમની શક્તિ અને એમની સંસ્કારસંપત્તિ કદિ સાથે લઇને સૂતા નથી. એ તો **परोपकाराय सतां विभूतयः** સાર્થ કરનાર હતા.

આર્યાવર્તના એ આદર્શ ગુરૂઓ છે. સૈકાઓ થયા તો પણ હજુ આજે ય જગતનું મસ્તક એમના નામે નમે છે.

એમની મહત્તાને આલેખવાનું મ્હારૂં શું ગજું ? મહાકવિ કાલિદાસની ઉક્તિ યાદ આવે છે કે:

**क्व सूर्य प्रभवो वंशः क्व चाल्प विषयामतिः ।**
**तितिर्षुर्दुस्तरं मोहात् उडुपेनास्मि सागरम् ॥**

અને હું તો મહાકવિ પણ નહિ ને ?

આ બધામાં હું સફળ થઇ છું કે કેમ તે કહી શકું નહિ. પણ નાટક લખવાનો આ મ્હારો પહેલો જ પ્રસંગ છે, અને જેવું લખાયું છે તેવું આપની આગળ ધર્યું છે.

બીજું પ્રહસન ભાઇ શ્રી. મસ્ત ફકીરના સહકારથી તૈયાર કર્યું છે, તે પણ વાચકવર્ગ સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે. અત્રે હું ભાઇ શ્રી. મસ્ત ફકીરનો આભાર માનું છું.

**પદ્મમાવતી દેશાઇ**

# ભીલ કન્યા

## દ્રશ્ય ૧ લું

**સ્થળ** :—અરણ્ય. સમય સાંજના ચારેકનો.

**પાત્રો** :—મતંગઋષિ; ઋષિપત્ની; પાછળથી એક ભીલ બાળક.

( મતંગ ઋષિ અને એમનાં પત્ની પ્રવેશ કરે છે. ઋષિ દંપતીએ વલ્કલ વસ્ત્ર પરિધાન કર્યાં છે, અંગે ભસ્મલેપન છે, રૂદ્રાક્ષની માળા ને બેરખાં પહેર્યાં છે. હાથમાં એક કમંડળ છે, ખભે નાની પોટલી છે, એમાં પૂજનની સામગ્રી ભરી છે. ઋષિ પત્નીના હાથની પોટલીમાં આવશ્યક ઘરવખરી છે. ઋષિ બોલતા બોલતા પ્રવેશ કરે છે. )

**મતંગઋષિ** :—महाजनो येन गत स: पन्था: "મહાપુરુષો જે પંથે મળ્યા તે પંથ ગમનીય છે."

**ઋષિપત્ની** :—પતિત પાવની ગંગાને તીરે મહર્ષિઓએ જીવન વીતાવ્યાં, સંસ્કૃતિનાં પાન પીધાં ને પાયાં એ આર્યાવર્તમાં; અનાર્યોના ભૂખર દેશે કો મુનિના દેહે પગલાં પાડયાં છે, કહિ !

**ઋષિ** :—દેવી ! અજ્ઞાત છો શું, દીર્ઘકાય મહાયોગીન્દ્ર સમા વિન્ધ્યાદ્રિને મુનિવર્ય અગસ્ત્યે કરેલી આજ્ઞાથી, કે मा वर्धस्व, વધતો ના હું આવું ત્યાં સુધી ?

કોઇ અનાર્ય ન રહે, ન રહે આર્ય—સંસ્કૃતિથી વંચિત કોઇ, એ કાજે તો એમણે વિકટ ગિરિગહ્‌વરોમાં પગથી પાડી આર્યાવર્ત વિશાળ કીધો, અને આર્યકુલ નાન્દની ! એમણે જ તો ત્રણ આચમનમાં સાત સમુદ્રનું પ્રાશન કર્યું; ત્રણ ત્રણ વાર પર્યટનો કરી સાતે સમુદ્રો અવલંઘી એમણે વિશ્વમાં આર્યસંસ્કૃતિનાં પૂર વહે-વડાવ્યાં. તમે ધારો છો એવી ભૂખર ભૂમિ નથી રહી આ.

અને જુઓ આપણે ચિત્રકૂટ પર મુનિરાજ ભરદ્વાજે આશ્રમ માંડયો છે. પાય છે એ ત્રિવેણીનાં પાન અને કોમળ કરે છે જનતાની હૃદયભૂમિ, ત્યાં.

અને સતીઓના જીવનઆદર્શ સમા મહાસતી અનસૂયા સહવર્તમાન મુનિવર્ય અત્રિજીએ પણ આ ભૂમિને પાવન કરી છે.

જનકલ્યાણ અર્થેજ મહાજનો તપ તપ્યા છે. વિરાટનાં દર્શન અર્થેજ એમનાં ગમન છે. એજ એમનું ધ્યેય છે. એમાંજ એમનાં આયુષ્ય વીત્યાં છે. એમાંથી એમને સત્ય લાધ્યું છે.

" सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किं च न ! "

ઋષિપત્ની :—કેટલે દૂર હશે એ પવિત્ર ભૂમિ ? પ્રગાઢ અરણ્ય સિવાય અહિં તો કંઇ દીસતું નથી. નથી જણાતું કોઇ જનસ્થાન કે નથી જણાતું કોઇ તીર્થ ! દૂર છે પંથ હજી

ઋષિ :—(સ્વગત) પતિ સાથે જેમણે અખંડ યોગ સાધ્યો છે, જે અદમ્ય તપ તપ્યાં છે તેમને આજે પરિશ્રમ

પીડતો જણાય છે ! (પત્નીને) સતી ! થોડો સમય ધૈર્ય ધરો. સ્થળ ચિન્હ ઉપરથી સહમજાય છે કે આપણે દંડકારણ્યમાં વિચરી રહ્યાં છીએ. દૂરથી કો જલવાહિનીનો મીઠો કલરવ સંભળાય છે. લાગે છે કે એજ પુનિત સરિતા ગોદાવરીનો મંજુલ ધ્વનિ હશે.

(એટલામાં એક ભીલ બાળક હાથમાં તીરકામઠું લઇ ગાતો ગાતો પ્રવેશ કરે છે.)

ગીત :—

ડુંગરીં ઉપર કરગેંટી વિયાંણીરે મા'રાજ
વાલોતાનાં સોરાં ઢાહી, સારેરે મા'રાજ
વાલોતાનાં સોરે એંડાં ફોડયાંરે મા'રાજ
કરગેટી તો અરજ કરવા સાલીરે મા'રાજ

(ઋષિ એને પૂછવા જાય છે. એ ન્હાસવા માંડે છે. ઋષિ એના પર પ્રેમભરી સૌમ્ય દ્રષ્ટિ માંડે છે અને એને આશીર્વાદ આપે છે.)

રૂષિ :—વત્સ, દીર્ઘાયુ ભવ. અત્રે કોઇ જલસ્થાન છે ?

(બાળક ઉભો રહે છે ને ગોદાવરીના ઘાટે જવાનો રસ્તો બતવે છે.)

(પડદો પડે છે.)

## દ્રશ્ય ૨ જું

**સ્થળ** :—ભીલરાજનું મકાન,

**પાત્રો** :—ભીલરાજા; ભીલરાણી; થોડાક ભીલો; અને ભીલરાજ કન્યા; ભીલ બાળક.

**સમય** :—સંધ્યાકાળ વીત્યા પછીનો.

(ભીલરાજ ચોરે મંડળી જમાવીને બેઠા છે; હુક્કો ગગડાવે છે ત્યાં ભીલરાણી પ્રવેશ કરે છે ને બોલે છે.)

**ભીલરાણી** :—શબરીને જોઇ? સ્હવારથી ગઇ છે તે હજુ આવી જ નથી ક્યાં રખડે છે આખો દિવસ મારી શબરી?

**ભીલરાજ** :—ભલે રમે.

**ભીલરાણી** :—શું કપાળ ભલે રમે! એણે ખાધુંય નથી. રોજ આમ કરે છે. બ્હાણું વાય છે અને રોજ તીરકામઠું લઇને નીકળી પડે છે. એ ભલી અને એનાં હરણાં ભલાં. નહિ ખાવાનું ભાન કે નહિ પીવાનું. કોઇ વાઘવરૂની એને બીકે નથી લાગતી. કોઇને શોધવા મોકલો ને!

**રાજા** :—શું કામ ગભરાય છે? હમણાં આવતી હશે! ભીલનાં બાળકોને તો જંગલજ એમનાં ઘર હોય. વાઘવરૂથી એમને ઉની આંચે ન આવે; ભૂખતરસ એમને પીડે નહિ. પીડે તો વનફળ ઓછાં છે?—

(એક ભીલ બાળક બોલી ઉઠે છે. એનું નામ ઇચ્છન છે. એ નજીકના એક ભીલરાજાનો પુત્ર છે. આ ભીલરાજાનો એ

મિત્રપુત્ર થાય. બાળક બહુ ચાલાક છે. ભીલરાજને બહુ ગમે છે. એમણે એને પોતાની પાસે રાખ્યો છે. મતંગ ઋષિને ગોદાવરીનો ઘાટ આ જ બાળકે બતાવ્યો હતો. ) એ બોલે છે:—

**ઇચ્છન:**—કહું મ્હને ખબર છે, એ કયાં ગઇ છે તે. પેલ્લા પર્વતની પાછલી ખીણુમાં ફાળો ભરતી એક મૃગલીની પાછળ દોડતી હતી. સાંજ પડી એટલે મેં કહ્યું; ચાલ ઘેર, પણ એ ન આવી. કહે કે જા તું ત્હારે એકલો; આવીશ મ્હારે આવવું હશે ત્યારે, સમજ્યો ? આમ કહી એ ફલંગો ભરતી દોડી ગઈ અને મ્હને કાઢી મૂકયો. હવે બોલાવી લાવું ?

( શબરી પ્રવેશ કરે છે, હાથમાં એક નાનું મારેલું હરણીનું બચ્ચું છે. ઇચ્છનના શબ્દો એ સાંભળી જાય છે ને ચાળા પાડતી બોલે છે. )

**શબરી :**—બોલાવી લાવું ?—ચાડીઓ.

( ઇચ્છન કંઇ બોલતો નથી. પણ આંખો કાઢે છે ને આંગળીથી ધમકી આપે છે " યાદ રાખજે." )

**રાજા :**—લે જો, આવી ત્હારી છોકરી, જોયાં એનાં પરાક્રમ ?

**રાણી :**—જોયાં. ( શબરીને ) ચાલ ઘરમાં, ભૂખ નથી લાગી ?

**શબરી :**—ના પેટ ભરીને બોર ખાધાં છે. એવાં તો મીઠાં હતાં ! અને બાપુજી, આ ઇચ્છુને સાફ કહી દેજો હા ! રોજ મ્હારી સાથે આવે છે. મ્હારે એનું કામ નથી. મને તીરજ તાકવા નથી દેતો. કહે છે કે નકામું જશે. લાવ હું તાકી આપું ? જાણે મોટો બહાદુર ન જોયો હોય તો !

**ઇચ્છન** :—તું મોટી શૂરવીર. તે દા'ડે હું ન હોત તો ખબર પડત ખબર. વાઘ ફાડીજ ખાત !

**શબરી** :--ખાધાં ખાધાં હવે. ( એમ કહી ચાળા પાડે છે. હાથ ઝાલી એની મા શબરીને અંદર લઇ જાય છે. ઇચ્છુ દોડી જાય છે. )

**રાજા** :—( સ્વગત ) શબરી સ્વમાની દેખાય છે. એને કોઇ મદદ કરે તે એને ગમતું નથી લાગતું. એના જેવી છોકરીઓને છોકરાઓના રક્ષણની જરૂર શાની હોય ! ( ભીલો તરફ જોઇને ) ઠીક ત્યારે ( એમ કહીને બીજા ભીલોને વિદાયગીરી આપે છે. ને રાણી પ્રવેશે છે. )

**રાજા** :—( રાણીને ) આ ત્હારી છોકરી બહુ ચપળ છે. ત્હારી સંમતિ હોય તો એને આપણે મતંગ ઋષિના આશ્રમમાં મૂકી આવીએ. અહીં પાસેજ ગોદાવરી તટે એ વસે છે.

**રાણી** :—હા સાંભળ્યું છે કે દંપતી બહુ ભલાં છે.

**રાજા** :—ત્હને ક્યાંથી ખબર ?

**રાણી** :—આપણો ઇચ્છુ વખતોવખત ત્યાં જાય છે. કહે છે કે એ સ્થળપર એજ પહેલવહેલો એમને લઇ ગયો હતો. પહેલાં તો એ બીન્યો, પણ ધીમે ધીમે એમના પ્રેમે એને વશ કર્યો. જુઓને એનામાં ફેરફાર નથી લાગતો ?

**રાજા** :—( વિચાર કરીને ) હા ! એમ ! તેથી ત્યારે ! નહિ તો આ શબરીને એણે ક્યારનીયે પૂરી કરી હોત. ઠીક ત્યારે—શબરીને ત્યાં મૂકી આવીશું ?

રાણી :—હા જરૂર કાલેજ જઇએ.

રાજા :—ત્હને એના વિના ગમશે ? ત્હારી છોકરી બદલાઇ જશે એ તને પરવડશે ?

રાણી :—(જરા લાડમાં) આવું શું બોલતા હશો !

(પડદો પડે છે.)

---

# દ્રશ્ય ત્રીજું

**સ્થળ** :—મતંગ રૂષિનો આશ્રમ.

**સમય** :—સ્હવારનો.

**પાત્રો** :—રૂષિ, રૂષિપત્ની, વિદ્યાર્થીઓ, ભીલરાજા, ભીલરાણી.

(ઋષિ પ્રાતઃવિધિ પરવારી તાડના પત્ર પર કંઇ લખતા હોય છે. રૂષિપત્ની વાડામાં કામ કરે છે. કેટલાક ભીલ બાળકો ત્યાં ફરતા હોય છે. સહુ પોતપોતાનું નિયત કામ કરે છે. કોઇ ગાયને પાણી પાય છે તો કોઇ ઘાસ નીરે છે. કોઇ લાકડાં કાપી લાવે છે ને કોઇ ભિક્ષા માગી લાવે છે. કોઇ ગોદાવરી પર સ્નાન કરવા જાય છે. તો કોઇ પાણી ભરી લાવે છે. કોઇ જમીનમાં કંઇ વાવે છે ને કોઇ ફળ ભેગાં કરે છે.

એટલામાં ભીલરાજા અને રાણી પ્રવેશ કરે છે. સાથે નાની શબરી હોય છે. ભીલરાજા પોતાનું નામ બોલી રૂષિને દૂરથી સાષ્ટાંગ કરે છે. રૂષિપત્ની એમનું અનુકરણ કરે છે.

રૂષિ એમને આદરથી બેસાડે છે.)

**ૠષિ :**—અહો ! પધારો ભીલરાજ ! આજે ત્હમે કંઇ આશ્રમ પાવન કર્યો ?

**ભીલરાજ :**—ૠષિરાજ અમે તો પામર જંતુ છીએ. આપની અમારાથી કંઇ સેવા થઇ શકતી નથી. આપને કોઇ ભીલો હેરાન તો નથી કરતા ને ?

**ૠષિ :**—ના, બધું કુશળ છે.

**રાજા :**—દેવ. આ બાળકી આપને સોંપવા આવ્યો છું. એને આપની પાસે રાખો ને આપના સંસ્કાર રેડો એવી વિનંતિ કરૂં છું.

**ૠષિ :**—ઘણી ખુશીથી; મૂકી જાઓ ( અને ૠષિ ૠષિપત્નીને બૂમ પાડે છે. ) દેવી ! શું કરો છે ? આ અતિથિ આંગણે આવ્યાં છે એમનો સત્કાર કરો.

( ૠષિપત્ની પ્રવેશ કરે છે. અતિથિઓને એમણે જેયા ન હોય એમ બોલે છે. )

**ૠષિપત્ની :**—આ પેલી તાજી વીઆએલી હરિણીને અને એના બચ્ચાંને હમણાંજ સ્વચ્છ કર્યાં અને પેલા મોર અને બતકને ચણ નાંખીને અહીંજ આવતી હતી. કેમ બોલાવી મ્હને, આર્ય ?

( આટલું બોલતાં એની નજર ભીલકુટુંબ તરફ પડે છે અને બોલી ઉઠે છે. )

**ૠષિપત્ની :**—ઓહો ! આ કોણ ? આ કન્યા કેવી બટુકડી છે ?

આવ બેટા. ( છોકરીને વહાલથી બોલાવે છે અને એ આવે છે. )

ૠષિ :—આ અહીંની ભીલ વસ્તીના રાજા છે અને એમની આ બાલિકાને તમારી પાસે મુકવાજ આવ્યા છે.

ૠષિપત્ની :—હાં. તો તો બહુજ સારૂં. આવ બેટા મારી પાસે આવ (શબરી આવી પડખામાં દબાય છે) સારૂં થયું તું આવી. સુપ્રભાત ઉગ્યો આજે. (રાજાને રાણી તરફ ફરીને કહે છે.) પુત્રો તો ઘણા આવે છે અંતરનાં અજવાળાં પામવા અહીં. પુત્રી તો આજ પહેલીજ લાવ્યા છો ત્હમે. મ્હારી દિકરી! (એમ કહીને એને છાતી સરસી ચાંપે છે.) સંસ્કારને પામવાની અને પચાવવાની શકિત તો ત્હમારામાંજ હોય છે દિકરા!

ૠષિ :—સત્ય છે. પુત્રી તો મહામાયા ગણાય. બ્રહ્મરશ્મિની પાત્રી. એના જ ઉતાર્યાં બ્રહ્મતેજ ઉતરે જગતમાં. અને માતાને પુત્રી તો પરમપ્રિય. દેવી તો જુઓ! કેટલાં આનંદમાં આવી ગયાં છે!

ૠષિપત્ની :—(કન્યાને) બેટા, તું મ્હારી પાસે રહીશ ને? જો અહીં બહુ મઝા પડશે.
(કન્યા હાનું ડોકું ધુણાવે છે.)

ૠષિપત્ની :—(રાજા અને રાણીને) ત્હમે એની બિલકુલ ચિંતા ન કરશો. આજથી એ મ્હારી જ પુત્રી છે.

રાણી :—એ તો જણાઇ આવે છે જુઓને મ્હારી પાસેથી આપની પાસે આવવામાં એને જરીએ અજાણ્યું લાગ્યું છે?

રાજા :—રાણી, પોતાનાં સંતાનોના જનકજનની બનવું એમાં કંઇ વિશેષતા નથી. અન્યનાં સંતાનો

પોતાના બનાવી ઉછેરવા એમાંજ માતૃપ્રેમ અને પિતૃપ્રેમની કસોટી છે. આર્યાવર્તના આવા દેવતાઓ, આવી માતાઓ એનાં અનુપમ દૃષ્ટાંતો છે.

**રાણી** :—અને મ્હારા જેવી માતાઓ કેવું દૃષ્ટાંત પુરૂં પાડે જે પોતાની જવાબદારી બીજા પર લાદી જનનીનું માત્ર બીરૂદજ મેળવે તે, સંસારમાં સુખે ફરે તે ?

**રૂષિ** : રાણી, ઓછું કાં આણો ! ત્હમારા શબ્દો જ ત્હમારા દિલની સાક્ષી પુરે છે. પુત્રીનો વિયોગ સહેવાતો નથી માટે જ આમ કહો છો. નિરૂપાધિક થવા તમે બાળકીને અહીં મુકી નથી જતાં. ભારતની માતાને સંતાનઉછેરનો કંટાળો હોય જ નહિ !

**રાજા** : ખરી વાત છે. બાળાને અહીં મુકવામાં એણે સંમતિ આપી છે તે આપના પવિત્ર સંસ્કારની છાયા મેળવવા માટે જ.

**રૂષિ** : એ માટે નિશ્ચિંત રહો. એનો પોતાનો આત્મા જ એને પ્રયત્ને વિકાસ પામશે ( રાજા રાણીને ) ચાલો ત્યારે. એમનો અમૂલ્ય સમય આપણે લઇએ છીએ.

**રાણી** : "હા" ( જવાને તૈયાર થાય છે. પોતે સાથે આણેલાં વસ્ત્રો બાળાને આપે છે અને એને માથે હાથ મૂકીને ગળગળે અવાજે કહે છે ) "બેટા, ડાહી થજે હોં ! માતાજીને પજવીશ નહીં !

**રાજા** : ( એને રમાડીને કહે છે ) અમે આવીશું પાછા હોં કે ! ( શબરી હાની ડોકી ધુણાવે છે ને છેવટે બોલે છે. )

શબરી : આવજો :—

( રૂષિપત્ની શબરીને પાસે બોલાવી પાછી ખોળામાં બેસાડે છે અને મોઢું ઉઘાડે છે, અને કહે છે ):—

રૂષિપત્ની : બ્હેન જો, ત્હારૂં મોઢું વાસ મારે છે ચાલ સાફ કરીએ.

( મોઢું સાફ કર્યા પછી એના વાળ ચોળે છે અને એને કહેતાં કહેતાં લઈ જાય છે:—ચાલ બ્હેન ત્હને નવડાવું, પછી એવી સારી વેણી માથે બાંધીશ હોં ! )

( પડદો પડે છે. )

---

# દ્રશ્ય ૪ થું

સ્થળ :—મતંગ રૂષિનો આશ્રમ

સમય :—પ્રાતઃકાળ

પાત્રો :—ભીલબાળકો–રૂષિ–ઇચ્છન–શબરી.

પ્રસંગ :—ભીલબાળકો બેઠા છે. અને સ્વાધ્યાયનો આરંભ થાય છે. રૂષિ મંત્ર પઢાવે છે:—

રૂષિ :—सत्यव्रतं सत्यपरं त्रिसत्यम् ।
सत्यस्य योनिं निहितं च सत्ये ॥
सत्यस्य सत्यममृत सत्य नेत्रम् ।
सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः ॥

બધાં બાળકો સાથે શુદ્ધ ઉચ્ચારથી મંત્ર મોઢે બોલે છે રૂષિ પૂછે છે.

રૂષિ :—ઉચ્ચાર તો ઠીક થાય છે. કંઠસ્થ પણ થયો પણ એનો અર્થ ધ્યાનમાં રહ્યો છે બાળકો ?

પ્રચ્છન :—હાજી. આજ્ઞા હોય તો કહું.

**વિદ્યાર્થી**:—( એક બીજાને કહે છે ):-જોયો ને ડાહ્યલો ગુરૂજીને વહાલો થવા કેવું ગપ્પું મારે છે? આવડે ત્યારે કંઈ નહિ ને જાણે મોટો વેદવેત્તા. ( અંદર અંદર ગુસપુસ ચલાવે છે. )

**રૂષિ**:—બોલ બેટા.

**પ્રચ્છન**:—સત્ય સ્વરૂપ પરમાત્માને શરણે જવાનું-એજને?

**બીજો બાળક**:—જોયું, બોલ્યા!

**રૂષિ**:—સાર તો પકડયો પણ એને શરણે શી રીતે જવાય એ જાણો છો બધા? ( કોઇ બોલતું નથી ) એને ગમે તે રીતે વર્તીએ તોને? સાચું બોલવું એને ગમે છે, નહિ?

**બધા બાળકો**:—હાજી. ( એટલામાં શબરી હાથમાં સુંદર કળીઓ અને વિકસિત અર્ધવિકસિત પુષ્પો લઇ પ્રવેશ કરે છે. ગુરૂજી પાસે મૂકીને બોલે છે. )

**શબરી**:—પિતાજી જુઓ! આ કેવી સરસ કળીઓ છે! અને આ વળી થોડી થોડી ખીલી પણ છે. આની આપણા માટે માળા કરીશું. કેવી સરસ થશે? અને આની માતાજી મ્હને વેણી કરી આપશે, નહિ?

**રૂષિ**:—બેટા, આ તું શું લાવી? કુમળી કુમળી કળીઓ તોડી લાવી? શા માટે લાવી? પુત્રી! ત્હને ખબર છે કે ઠાકોરજી રોજ એ ઉપવનમાં ફરવા જાય છે. પ્રત્યેક પાંદડે અને પ્રત્યેક કળીએ એ બિરાજે છે. તું બધાં ફુલપાન અહીં લ્હારી લાવે ત્યારે ભગવાનને ત્યાં કાંટા વાગે ને! અને તું જાણે છે દિકરા! આ કળીમાં પણ તારા જેવો જ જીવ છે. જો એને

ખીલતાં પહેલાં જ તેં તોડી લીધી. જન્મતાં જ જેમ બાળકને ગળે ટુંપો દઇને મારી નાખે તેમ તને કોઇ મારે તે ત્હને ગમે ? ( શબરી નીચું જોઇ રહી છે. બધા છોકરાઓ અંદર અંદર ગુસપુસ કરે છે. ઇચ્છન બધા તરફ આંખો કાઢે છે. શબરી નકારમાં ડોકું ધુણાવે છે ) એમ એને ન ગમે ? ( ઇચ્છન હવેથી બધા છોકરા શબરીને ચીઢવશે એ બીકથી એનો પક્ષ લે છે. )

**ઇચ્છન** :—પણ આપણે ન તોડીએ તો યે એ તો ખરી પડવાનાં.

**એક ભીલબાળક** :—દેખો, કેવું ઉપરાણું લે છે ! હું ખોટું કહેતો હતો ? ચલ રે બચ્ચા. ( પ્રસંગ જોઇ એક પછી એક છોકરો ખસી જાય છે. )

**ઋષિ** :—હા આપણે મરી જઇએ છીએ તેથી એ મરે પણ એમને મરવું ય એમનાં વ્હાલાંઓની ગોદમાં જ ગમે છે. એમને તમે ન મારો. કળીઓ તો નજ તોડો. ફૂલ લાવો તો ખર્યાં ખીલ્યાં વીણી લાવજો થોડાંક. ( શબરીનું મોઢું ચીલાઇ જાય છે. )

**ઋષિ** :—બેટા, દિલગીર ન થા. તને લાગણી છે એજ બતાવે છે કે ત્હારૂં જીવન ઉન્નત બનશે. ઠીક, ચાલ બ્હેન ત્હારો પાઠ તેં કર્યો છે ?

**શબરી** :—હાજી.

**ઋષિ** :—આ ભાઇઓ તો બધા ભણી રહ્યા—થઇ ગયા સ્કુચક્કર. આજ્ઞાનીએ જરૂર ન જણાઇ. ત્હારે પણ ઇચ્છન ! જવું હોય તો જા ભાઇ !

**ઇચ્છન** :—ગુરૂજી, વાંધો ન હોય તો અહીં છું.

**રૂષિ** :—ના, વાંધો શો હોય ! જો શબરી ઉષાનું ગીત ગાય છે. કેવો મંજુલ સ્વર છે એનો, નહિ ?

**ઇચ્છન** :—હાજી. (શબરી ઉષાદેવીનું ગીત ગાય છે.)

**ગીત** :—

જાય ઉષા અરુણ સાથ મહાલતી
શી વ્યોમ, ટાળી અંધકાર દેતી એ સૂર્યનાં
વધામણાં. (૧)
જાગ્યા જીવો કંઇ વિશ્વને જગાડતા
જયકાર સૂર્યનો કંઇ પક્ષીઓ લલકારતા
નિર્મળ નીર વહે કંઇ ગંગાને ઘાટ સખી
પનઘટની વાટ કંઇ ભમતી બાળા—૨ જાય (૨)

(પડદો પડે છે)

---

# દ્રશ્ય ૫ મું

**સ્થળ** :—આશ્રમ

**સમય** :—સાંજનો

**પાત્રો** :—રૂષિ; રૂષિપત્ની; અને શબરી બેઠાં છે-શબરી પૂછે છે.

**શબરી** :—તાત ! આ તારા આખો વખત આકાશમાં ફર્યાજ કરે છે તે એમને થાક નહિ લાગતો હોય ?

**રૂષિ** :—ના બેટા; કર્તવ્ય કર્મ કરવામાં થાક નથી લાગતો. ઉલટો એથી તો ઉંડો ઉંડો આનંદ થાય છે.

**શબરી** :—એમને શું કરવાનું ?

**રુષિ** :—આપણી ચોકી. એ વરૂણ દેવતાના દૂત છે સવારે સવિતાનારાયણ આપણને જુએ છે, રાત્રે ચંદ્ર

અને તારાઓ નિરીક્ષણ કરે છે. આપણે જે સાચાં ખોટાં કર્મ કરીએ તેના એ સાક્ષી બને છે. આપણાં ખોટાં કામો જુએ છે ત્યારે એમને રડવું આવે છે.

**શબરી** :—ખરેખર એ રડે છે ?

ઋષિ:—હા, સવારના લીલાં લીલાં ઘાસપર પડેલાં જે જે ઝાકળનાં બિંદુઓને જોઇ તું કીલકીલાટ કરી મૂકે છે, એજ એમનાં અશ્રુ .

**શબરી** :—હેં ! ( એનો અવાજ ગળગળો થઇ જાય છે ) તો તો પેલ્લા હરણીનાં બચ્ચાંને મ્હેં બાણવડે જરીક માર્યું હતું તે એમણે જોયું હશે ને ?

ઋષિ :—હાસ્તો.

**શબરી** :—અને પેલા મોરનાં પીંછાઓમાંથી આ એક પીંછું હું ખેંચી લાવી છું તેથી એ રડશે ત્યારે ?

ઋષિ :—હા. આપણને શો હક્ક છે કોઇને હેરાન કરવાનો, ને મારવાનો ? જેણે એમને જન્મ આપ્યો છે ને જે જીવાડે છે તેજ મારી શકે, બેટા.

**શબરી** :—( રડી પડે છે ) હવેથી એમ નહિ કરૂં.

ઋષિ :—બેટા ત્હને પશ્ચાતાપ થાય છે એટલે ત્હારાં પાપ બળી જશે તું તારાઓની પ્રાર્થના કર, એ ત્હને અવશ્ય ક્ષમા કરશે.

(શબરીએ આંખો લુછી આકાશ સામું જોયું ને આંખો મીંચી દીધી. થોડી વાર સુધી એનાથી કંઇ બોલાયું નહિ. પછી ધીમેથી બોલી )

**શબરી** :—પિતાજી, આ તારાઓ મારા ન્હાનપણના પાપ માફ કરશે ?

ઋષિ :—હાં. કરશે બ્હેન. જો તું ફરીથી એવાં પાપો નહિ કરે તો.

**શબરી** :—નહિ કરૂં. કદિ નહિ કરૂં. (જોસમાં બોલે છે.) ન્હાની હતી ત્યારે મેં ઘણાં હરણનાં બચ્ચાં માર્યાં છે. મારા પિતા ઘેટાં ને બકરાં મારી લાવતા અને એમનું ભોજન અમે કરતાં. એ બિચારાં મુંગાં પ્રાણીઓની દયાજનક આંખો! અરેરે વિચાર કરૂં છું ને મારી આંખે અંધારાં આવે છે!!

**રૂષિ** :—બ્હેન હવે તું એ બધું ભુલી જા. તારૂં એ જીવન સમાપ્ત થયું. તું હવે નવજીવન પામી છે.

**રૂષિપત્ની** :—હા ખરી વાત છે. હવે તીરકામઠું લઇ કોઇ દહાડોય એ જંગલમાં દોડી જતી નથી તમે જુઓ તો કલાકો સુધી ગોદાવરી તીરે બેઠી બેઠી જલ-સંગીત સાંભળ્યા કરે છે. પરમ દિવસે પેલા અશોકના વૃક્ષપર ખીલી રહેલો તુરો એને તોડવાનું મન થયું હશે તેથી એ ગઇ, એણે કેટલીયે વાર હાથ લંબાવ્યો. ડાંખળીને ચીમટા ભરવા પણ માંડી, પણ છેવટે ન તોડયો, અને હાથમાં એને ઝાલી આંખે દાબ્યો ને ચુમી ભરી ચાલી આવી. બોલો, મારી દીકરી હવે કેવી ડાહી થઇ ગઇ છે? એને પશુપક્ષીની ભાષા સમજાય છે. વેલ અને વૃક્ષની વાણીને લાગણી અનુભવે છે. ત્હમારાથીય આગળ વધશે ત્હમારી આ ધર્મપુત્રી!

**રૂષિ** :—(હર્ષ પામતાં બોલી ઉઠે છે) આનંદ. આનંદ. રૂષિઓ તો સદા ઇચ્છે છે. **पुत्रात् शिष्यात् पराजय :**

(શબરી શરમાઇ જાય છે અને રૂષિપત્નીના ખભામાં માથું લપાવે છે.) (પડદો પડે છે.)

# દ્રશ્ય ૬ ઠું

**સ્થળ** :—ગૌશાળા.

**સમય** :—વસંતની એક સાંજ.

**પાત્રો** :—પહેલાં શબરી અને ઇચ્છન; પછીથી ભીલરાજા ને રાણી, મંતગઋષિ અને ઋષિપત્ની.

( શબરી ગાયોની જગ્યા સાફ કરે છે. ઇચ્છન ગાયો ચરાવીને આવે છે ને શબરીને તેમને બોલાવે છે )

**ઇચ્છન** :—શબરી !

**શબરી** :—કોણ ? ઇચ્છુ !

**ઇચ્છન** :—હા, શબુ ! હવે આપણે ક્યારે મળીશું ? આ ગુરુદેવના ચરણકમળ મ્હને છોડવા ગમતાં નથી.

**શબરી** :—તે શું તું જાય છે ?

**ઇચ્છન** :—હા, ગુરુદેવનો આદેશ છે.

**શબરી** :—શો ? ( મોઢું જરા નરમ બનાવે છે. )

**ઇચ્છન** :—આજે જ પ્રાતઃકાલમાં કહ્યું—વત્સ. ત્હારી ઝીલવાની શકિત હતી એટલા સંસ્કાર તેં ઝીલ્યા. હવે જા ત્હારા ગૃહ ભણી. ત્હારા પિતાને રાજકાજમાં મદદ કર અને પ્રજાની સેવા કર.

**શબરી** :—મને પણ જવાનું કહ્યું છે.

**ઇચ્છન** :—( ખુશ થઇ જાય છે ) ઓહો ! તને પણ ? તો તો મઝા ! ગુરુદેવ કેટલા દયાળુ છે ?

**શબરી** :—એ દયાળુ કહેવાય ? પોતાનાં બચ્ચાંને કાઢી મૂકે તે કંઇ જાતની દયા.

**ઇચ્છન** :—જરૂર એમાં કંઇ એમનો ઉદ્દેશ હશે.

**શબરી** :—ગમે તેમ હો. હું એમને છોડી જવાની નથી. એમણે મ્હને પ્રભુની વાતો કહી છે. એમણે મ્હને શુદ્ધ પ્રેમ શીખવ્યો છે. એમણે જ મ્હને માટીમાંથી માણસ બનાવી છે. એમને મૂકીને હું નહિ જાઉં.

**ઇચ્છન** :—ગુરુદેવની આજ્ઞા હશે તો પણ ?

**શબરી** :—આજ્ઞા ! મ્હને !

**ઇચ્છન** :—હા. ( એટલામાં ભીલરાજા અને રાણી આવતાં દેખાય છે તેમને બતાવતો ઇચ્છન કહે છે.) જો સ્હામે કોણ આવે છે ?

**શબરી** :—ઓહો ! આ તો મારાં બા ને બાપુજી ?

( શબરીના માતપિતા ભીલરાજા અને રાણી પ્રવેશ કરે છે.)

**શબરી** :—બા, બાપુ !

**ઇચ્છન** :—બા, બાપુજી ! ( બન્ને પગે લાગે છે )

**ભીલરાણી**:—શબરી, બેટા કેમ છે ? ( કહીને શબરીને પાસે લઇને પડખામાં દબાવે છે. ઇચ્છનનું માથું ભીલરાજ સુંઘે છે અને પુછે છે. )

**ભીલરાજ**:—કેમ છે, ભાઈ !

**ઇચ્છન**: —ખુબ આનંદ છે.

**રાજા** :—(રાણીને) આ આપણો ઇચ્છુ, જોયો ? ઓળખાતો ય નથી. કેવો પહેલવાન થઇ ગયો છે ? અને સુશીલ દેખાય છે હો !

**રાણી** :—અને આ આપણી શબરી પણ શાણી નથી બની ?

**રાજા** :—( શબરી પર હાથ ફેરવતો કહે છે ) સાચું છે. ઋષિરાજની યોગવિદ્યામાં ભારે ચમત્કાર દેખાય છે. મુઠીભર તાંદુલ પર એ અહીં રહ્યા રહ્યા દાનવોના દેવ બનાવે છે. સર્વ ગુણસંપન્ન બને છે. બાળકો અહીં તો–

( અને કંઇક વિચાર આવતાં શબરી અને ઇચ્છન તરફ ફરીને બોલે છે.)

**રાજા** :—શું કરો છો તમે બન્ને અહીં એકલાં ? ગુરુજી ક્યાં બિરાજે છે ?

**શબરી** :—યજ્ઞશાળામાં હશે. ચાલો લઇ જાઉં.

( બધાં જાય છે. અંદરનો પડદો ઉઘડે છે. ઋષિ, ઋષિપત્નીને રાજા ને રાણી પ્રણામ કરે છે.)

**રાજા** :—આ ભીલ સેવક આપના ચરણમાં નમન કરે છે.

**રૂષિ** :—કલ્યાણમસ્તુ. પધારો, બેસો, દંપતિ આ આસન પર.

**રાજા** :—ગુરુદેવ શી આજ્ઞા છે ? કેમ બોલાવ્યો હતો મ્હને ?

**રૂષિ** :—બોલાવ્યા હતા શબરીને લઇ જવા.

**રાજા** :—હેરાન કરે છે મહારાજ એ આપને ?

**રૂષિ** :—ના છોકરી બહુ સરળ અને શાણી છે. આટઆટલા બાળકો આવ્યા ને ગયા પણ શબરી જેવું નિર્મળ મન મ્હેં કોઇનું જોયું નથી. એની શ્રદ્ધા અપાર છે. પણ હવે એ વયમાં આવી છે. યોગ્ય પાત્ર જોઇ આપજો કે એની શકિત અછતી ન રહે.

**ઋષિપત્ની** :—ઇચ્છન તરફ એનો પક્ષપાત દીસે છે.

**ઋષિ** :—મારા ધ્યાનમાં છે એ સઘળું; તેથી તો મ્હેં આમને બોલાવ્યાં છે.

**રાજા** :—મારા મિત્રનો એ પુત્ર છે. સાથે જ ઉછર્યાં છે. શબરી અને એ; ઇશ્વરે યોગ આપ્યો, સંસ્કાર પણ સાથે જ મેળવવાનો પ્રભો ! આપની પ્રતિભા એનામાં ય પડી છે.

**રૂષિ** :—વાદળી તો વરસે સરખી જ બધે. પણ ઝીલણહારાં પાત્રો તો નોંખાંજને ! મારી શબરીએ એ અમૃતનાં

પાન પચાવ્યાં છે. એનાં મૂલ્ય મૂલવશે એ પર કળશ ઢોળાશે સાંઢણીના.

રાજા :—આપનો આશીર્વાદ ઇચ્છું છું.

રૂષિ :—પ્રભુ કલ્યાણ કરો સહુનું. सर्वे जना: सुखिन: सन्तु सर्वे सन्तु निरामया: ।

રાજા :—આપની એ ભાવના ફલવન્તી નિવડો.

રૂષિ :—કેમ કુશળ નથી શું સર્વે ? છે કંઇ આપત્તિ પ્રજાજનોમાં ?

રાજા :—જ્યારથી આપના પુનિત ચરણકમળ આ ભૂમિપર પડયાં છે. ત્યારથી અમારા આંતરકલહ તો શમવા માંડયા છે. અમે ભીલો સ્હેજ સ્હેજમાં ટંટો કરી બેસતા, ને ભાઇભાઇનાં માથાં વાઢી નાખતાં અમને વાર લાગતી નહિ. આજે અમે એ અંદર અંદરનાં વેરઝેર ભૂલવા લાગ્યા છીએ. અમારૂં સંગઠન થતું જાય છે. પ્રભો ! એ બધો ઉપકાર આપનો જ છે. જરૂર હતી આવે જ સમયે આપની અહીં પધારવાની.

રૂષિ :—તો સુખેથી પ્રજાની સેવા કરો. એમાં પ્રભુ રહેલો છે.

રાજા :—દૂર રહ્યે રહ્યે પણ આપની આશિષથી અમે એ કરવા તો ભાગ્યશાળી થઇશું પણ રાવણ આગળ વધતો આવે છે. દંડકારણ્ય લગભગ એણે તાબે કરી લીધું છે છતાં એની ભૂખ હજી ભાંગતી નથી. અમારા સ્વતંત્ર પ્રદેશો કે દાંડાના ખંડીઆ બની ગયા છે. અમારા કુસંપનાં ફળ અમે ચાખ્યાં. અમારૂં બાહુબળ, બુદ્ધિબળ વગર નકામું ગયું. પ્રભો ! એને તો દસ દસ માથાં છે. એની દસગણી બુદ્ધિએ સર્વને પાછા પાડયા. ઇન્દ્ર, વરૂણ ને વાયુ જેવા દેવોને એણે વશ કર્યા છે. તો અમારી શી

ગણુત્રી ? એના વૈભવનો તો પારજ નથી. સોનેથી મઢી છે એની નગરી આખી, તોય અમને લુંટતા જાય છે. એ જ છે એક મહાન કષ્ટ છે.

ૠષિ :—" ભીલરાજ તૃષ્ણા ચીરક્ષુધાત્રી છે. એને જેમ સંતોષવા પ્રયત્ન કરીએ તેમ એની ભુખ વધારે વધે છે. દેવોના કરતાં ય એનામાં આત્માના તેજ વધારે ઉતર્યાં એટલે એણે દેવોને જીત્યા પણ એના એ પ્રખર ખીણોમાં અટવાઈ રહ્યાં છે રાજન ! એ તેજે એને મહાન થવા પ્રેર્યો. મહત્વાકાંક્ષાએ એને સત્તાભૂખ્યો બનાવ્યો. સત્તાએ એને પ્રમાદ શિખવ્યો અને પ્રમાદમાંથી લોભ ઈર્ષ્યા, દ્વેષ ને હિંસકવૃત્તિ વધતી ચાલી. શક્તિનો પ્રવાહ એનામાં અવળો વહ્યો પણ ખાત્રી રાખજો કે માનવ માનવનાં ગળાં કાપીને સ્થપાયલાં ને વિકસાયલાં સામ્રાજ્યને પણ અવધ્ય હોય છે. રાજન્ ! પ્રેમ જ એક નિરવધિ છે. જગતની સ્થિતિ પ્રેમમાં જ છે સત્તા, લોભ માનવનો મોટામાં મોટો શત્રુ છે એ વિરાટ પ્રભુના દર્શન આડી દિવાલ ચણે છે. પરમ પ્રેમના પ્રકાશને એ ઢાંકી દે છે. રાજન્ ! બાળક જન્મે છે, વિરાટ ભાવે વિશાળ અને અભેદ દૃષ્ટિ લઈને; માનવની દુષ્ટ બુદ્ધિ બનાવે છે. એને સ્વાર્થી, સંકુચિત, ભેદબુદ્ધિ-બટુકજી."

રાજા :—દેવ, આપની જીવન સુવાસ એને અસર કરશે, કહિ ?

ૠષિ :—અમારૂં તો બ્રાહ્મણ માનસ છે. પ્રેમ ને ઐક્ય અમારૂં જીવન સૂત્ર છે સત્યની ઈષ્ટિકાથી અહિંસાને પગથીએ ચઢી અમે તો ઈચ્છીએ છીએ વિશ્વ બ્રહ્મના ઓજસ પામવા અમારો મંત્ર દુઃસાધ્ય છે. જાણો છોને રાજન !

પોચી માટીમાં ભૂમિકા તૈયાર કરવાનું કામ સરળ બને છે. મ્હારી શબરીએ મ્હારો પ્રેમમંત્ર ઝીલ્યો છે. ત્હમે બધાં ઝીલતાં આવો છો. પણ રાવણ જેવા ખડકાળ પ્રદેશને પલાળવા તો કોઇ મહાન વિભૂતિની આવશ્યકતા છે. રાવણનું ક્ષત્રિયત્વ અધમ અતિરેક પામ્યું છે. એ અતિરેકતાને ઓગાળશે એ વિભૂતિ કોઇ નવસાધને. અમે તો એ વિભૂતિની પૂર્વપીઠિકારૂપે જન્મ્યા છીએ. અમે ભૂમિકા તૈયાર કરીએ છીએ તે પર થઇને પધારશે એ દેવમૂર્તિ. એ પ્રેમળ જ્યોત હશે, છતાંય પૂર્ણ મૂર્તિ હશે. હજારો મસ્તક અને હજારો હાથ એને હશે. શું કરશે ત્યારે એની સામે આ દસ માથાં ને વીસ હાથ ? નિશ્ચિંત રહો રાજન્ ! સમય આવે છે.

( રાજા હાથ જોડી નતમસ્તકે સાંભળી રહે છે. શબરી અત્યાર સુધીમાં પાછળથી આવીને બેસી ગઇ હોય છે તે બોલી ઉઠે છે. )

**શબરી** :—એવા કોણ દેવતા છે ? ક્યાં છે ? મને કેમ આજે એમનાં દર્શન કરાવ્યાં નથી ? કરાવશો–બાપુ !

**ઋષિ** :—થશે જ બેટા–મ્હારે નહિ કરાવવાં પડે. ત્હારી ઇચ્છા હશે તો શા માટે દર્શન નહિ થાય ? તું તૈયારી કર અને એ પોતે પધારશે. ત્હારે ક્યાંય જવું નહિ પડે.

**શબરી** :—" પ્રભુ પોતે પધારશે–હું તૈયારી કરૂં તો ? હા. તૈયારી કરૂં ! શી કરૂં ?

( પડદો પડે છે. )

---

# દૃશ્ય ૭ મું

**સ્થળ :**—શબરીના લગ્ન સ્થળની નજીક લગ્નમંડપ વેદી વગેરે.
**સમય :**—સાંજ પછીનો.
**પાત્રો :**—શબરી; ભીલરાણી; ભીલો ગીત ગાય છે; ઇચ્છન.

( શબરીના લગ્નોત્સવ નિમિત્તે ભીલોનું નૃત્ય અથવા ગીત ગવાય છે. એ પુરૂં થયે શબરી અને એની મા પ્રવેશ કરે છે ને શબરી માતાને પૂછે છે. )

**શબરી :**—મા, પાછલા વાડામાં આટલાં બધાં ઘેટાં ને બકરાં કેમ બાંધ્યાં છે ?

**મા :**—કેમ ત્હારાં લગ્ન છે ને ?

**શબરી :**—હા પણ તેમાં એમનું શું કામ ?

**મા :**—કેમ બેટા કાલે બધાંને જમવાનું કહીશું ને ? જાન આખી અહીં જ જમશે. ઇચ્છનને અને ત્હારે માટે સહુથી સારા ઘેટાને વધેરશે.

( રાણીને બહારથી કોઇ બોલાવે છે તે ચાલી જાય છે.)

**શબરી :**—(સ્વગત) અરે રામ ! આજે આ આનંદકલ્લોલ કરતાં નિર્દોષ પશુઓને મારી નાંખવામાં આવશે–કાલે ? શા માટે ? મ્હારૂં લગ્ન થવાનું છે તેથી ? લગ્ન ? કોની સાથે ? ઇચ્છુ સાથે ? ઇચ્છુ ! તું પણ ગુરુઘેર રહ્યો છે ત્હારા જીવનમાં હજીયે હિંસા ટકી રહી છે ? આપણે સાથે એ જ ભોજન કરવાનું ? મ્હારે ત્હને રોજ રાંધી આપવાનું. અરેરે કેમ બનશે ?

( એટલામાં ઇચ્છન પ્રવેશ કરે છે. શબરીને પોતાના નામથી કંઇ બોલતી સાંભળે છે, અને એને ઉદાસ દેખે છે. કોઇ નથી એમ

જાણે હર્ષભેર આવતો હોય છે પણ શબરીનું ઉદાસીન મુખ જોઇ થંભી જાય છે. ફેરે પૂછે છે.)

**કૃચ્છન** :—શણુ ! શણુ ! ( ખભે હાથ મૂકવા જાય છે. શબરી ચમકીને ઉંચું જુએ છે. પણ કંઇ બોલતી નથી. હાથ ખસેડી લે છે ધીમેથી ) " શણુ કેમ બોલતી નથી ? ઉદાસ કેમ છે ? કાલે આપણા લગ્ન છે. અને આજ આમ કેમ ? આવી ગમગીન તો મ્હેં ત્હને કદી નથી જોઇ. જો ! આમ જો ! કાલે ગુરુજી અને માતાજી પધારશે. આપણને આશીર્વાદ આપવા."

**શબરી** .—આશીર્વાદ ? શા ? હું-વિસરી જજો મ્હારા સકલ સંસ્કાર અનાર્ય બની ભોગવજો સૃષ્ટિ બધી. અને વિશ્વપ્રેમના પરમોચ્ચ શિખર પરથી ગબડજો હિંસાભરી ખીણોમાં યુગોનાં યુગો સુધી એ જ ને ? એ જ આશિષ જોઇએ છે ને ત્હારે ?"

**કૃચ્છન** :—આજે ત્હને આ શું થયું છે ?

**શબરી** :—નજર નાંખ જો ન્હણે, મારા બાલસખા, આપણા પ્રેમમિલનની પ્રથમ આહૂતિઓ ! એ નિર્દોષ પ્રાણીઓની કતલ પર આપણાં લગ્નોત્સવનાં મંડાણ મંડાશે-કાલે !

**કૃચ્છન** :—"પ્રિયે ! પ્રણાલિકા છે એ તો !

**શબરી** :—પ્રણાલિકા ? આ પ્રણાલિકાઓથી તો પર જવાનું હતું આપણે. હજીય ત્હને આ બધામાં રસ છે શું ? આ રીતે ગુરુજીના પ્રેમનો આદર્શ જગતમાં શી રીતે પ્રસારીશ તું ?

**કૃચ્છન** :—શબરી તું લાગણીવશ બની ગઇ છે. તુચ્છ વિષયને મહાન રૂપ આપે છે. રાજવીના જીવનની જરૂરિયાતોને ગુરુજી નકારશે નહિ."

**શબરી** :—બરાબર છે. નબળાંને મારી બળીઆએ રાજ્ય કરવુ એ છે રાજવી જીવનની જરૂરિયાતો. ઇચ્છન ! પિતાજીનું નાનકડું રાજ્ય એ આવશ્યકતાઓ પોષવા ઓછું પડશે ; તહુમારાં મેઢાં ને કુતરાંકાગડા ને ખીસકોલીઓને ભરવા આ નવખંડ પૃથ્વીય ન્હાની પડશે ઇચ્છુ ! નથી પઢયો નથી પઢયો તું પ્રેમના પાઠ. પોથાંજ ઉથલાવ્યાં છે ત્હેં ! ! જા. નષ્ટ થઇ મ્હારી સર્વ આશાઓ, ત્હેં મને ચાહી. હું સમજી વિશ્વને ચહાતાં તું શિખ્યો ! એકનાં બે થયાં. બે મળી એક થઇશું. સાક્ષાતકાર કરીશું એ પ્રેમળ જ્યોતિનો જીવનમાં ને વિશ્વને ભરી દઇશું એ પુનિત પ્રકાશે. આપણા ગૃહસ્થ જીવનનો, આપણા બાલપ્રેમના આ વિકાસનો હું એ અર્થ સમજી હતી. ધાર્યું હતું આપણે સાથે સિંહાસન રચીશું ત્યાં, ને પ્રભુ બિરાજશે એ પર. પણ નહિ, નહિ બને એ. ( એમ કરી આંખે હાથ દઇ શબરી બેસી જાય છે. ઇચ્છુ એને શાંત પાડવા પ્રયત્ન કરે છે. )

**ઇચ્છન** :—શબુ, શબુ.

**શબરી** :—ઇચ્છુ તું જા. ( એમ કહેતી ઉભી થઇ જાય છે. )

**ઇચ્છન** :—પણ

**શબરી** :—પણ બણ નહિ. તું જા ને તું જા. જતો રહે અહીંથી ને છોડી દે મને એકલી. ( ઇચ્છુને કાઢી મૂકે છે ને પોતે પણ જાય છે, કોઇને કહ્યા વગર જંગલની કેડીઓ વટાવતી સફાળી ગુરૂ ઘેર નાસી જાય છે. જતાં જતાં ગીત ગાય છે. અહીં દૃશ્યમાં દૃશ્ય બદલાય છે અને વનવાટિકામાંથી પસાર થતી એને બતાવી પછી બહારનો પડદો પાડવો )

( પડદો પડે છે. )

# દ્રશ્ય ૮ મું

**સ્થળ :**—રૂષિની પર્ણકૂટિ

**પાત્રો :**—રૂષિ; રૂષિપત્ની; શબરી.

( રૂષિની પર્ણકૂટિનું બારણું શબરી ખખડાવે છે. )

**રૂષિપત્ની :**—કોણ છે એ.

**રૂષિ :**—હશે કો રાહ ભુલ્યું. ખોલો દ્વાર ને આપો આશ્રય.

**શબરી :**—પિતાજી, માતાજી, એ તો હું શબરી છું.

**રૂષિ :**—શબરીનો સ્વર છે.

**રૂષિ :**—એ ક્યાંથી ? ઉભી રહે બેટા. ( રૂષિપત્ની બારણું ખોલે છે. શબરી એકદમ દોડતી દાખલ થઇ ગુરૂચરણમાં પડે છે.

**રૂષિ :**—બેટા, કેમ પાછી આવી ?

( શબરી રડી પડે છે. )

**શબરી :**—બાપુ ! મ્હને ત્હમારી પાસે રહેવા દો. મ્હને ન મોકલો, ન મોકલો એ હિંસાપૂર્ણ સંસારમાં. મ્હને સ્થાન આપો ત્હમારા દયામય અંકમાં. મ્હારે ગૃહસ્થાશ્રમી નથી થવું. મ્હારે તો દેવનાય દેવ-રાજાનાય રાજાનાં દર્શન કરવાં છે. તૈયારી કરવા દોને બાપુ, અહીં.

**રૂષિપત્ની :**—ભલે આવી બેટા. બધાય છે પણ તું તો મ્હારી આંખની પુતળી છો. ત્હને મોકલવી જ મ્હને તો ગમતી ન હતી.

**રૂષિ :**—વસંતના આવતા વધામણાને આદર આપવા મ્હેં ત્હને મોકલી હતી. પણ દેવલોકને વધામણે ત્હને તો વધાવી છે. મ્હને સમઝાયું છે બધું. એ સંસાર ત્હારે માટે નથી. ગૃહસ્થધર્મ ત્હમારા જેવા માટે આવશ્યક ન

હોય. તું તો મહાન છે અને બનશે હજુ. રહે બેટા અહીં જ રહે. આજ ત્હારૂં ઘર છે. ત્હારી આત્મસુવાસ અહીંથી જ ભલે પ્રસરે સકલ વિશ્વમાં. હું ત્હારા પિતાને કહાવું છું કે શબરી હવે ત્હમારી જ પુત્રી નથી રહી. નહિ વરે એ કોઇ માનવતંતુને. એનો તો સંસાર વિશાળ બન્યો છે !! બેટા નિર્ભય થા !

(પડદો પડે છે.)

---

# દ્રશ્ય ૯ મું

**સ્થળ :**—ઋષિનો આશ્રમ.

**પાત્રો :**—મતંગઋષિ; ઋષિપત્ની; શબરી.

(એક ખાટલા પર દર્ભાસન પાથર્યું છે તે પર મતંગઋષિનું અતિશય કૃશ થઇ ગયેલું શરીર સૂતું છે. પાસે એવાં જ જર્જરિત થઇ ગયેલાં ઋષિપત્ની અઢેલીને બેઠાં છે. શબરી ગુરૂજીનાં પગ તળાંસે છે. અને ખૂબ ઉદ્વિગ્ન થઇ નિશ્વાસ નાંખે છે.)

**રૂષિ :**—બેટા, તું નિઃશ્વાસ શા માટે નાંખે છે ?

**શબરી :**—(ગળગળે અવાજે) પિતાજી, આપના અને માતાજીના શરીરની આ સ્થિતિ જોઇ મ્હને અમંગળ શંકા થાય છે.

**રૂષિ :**—બેટા, એમાં અમંગળ જેવું શું છે ? મૃત્યુને તું અમંગળ માને છે ? એ તો માતા જેવું છે. રાત્રે થાકી ગયેલા બાળકને મા જેમ ઘરમાં બોલાવી લઇ સુવાડી દે છે, તેમ નિષ્પ્રયોજન થયેલા શરીરને રૂદ્ર ભગવાન પોતાની ગોદમાં સુવાડી દે છે. જન્મ્યું તે જવાનું. એનો શોક ન ઘટે બ્હેન.

**શબરી :**—બાપુ, બાપુ. આવું ન બોલો. મ્હારૂં કોણ ?

**રૂષિ :**—બ્હેન, પ્રભુ તો સર્વત્ર વિરાજી રહ્યો છે. પણ મહાન વિભૂતિઓમાં ત્હને તારો દેવ લાધશે. (ઋષિનો અવાજ

થથરે છે. એ આંખો મીચી દે છે અને એક હાથ શબરીના મસ્તક ઉપર રહેવા દઇ બોલે છે. )

**ઋષિ :**—બેટા ત્હારૂં કલ્યાણ થાઓ. ૐ શાન્તિઃ શાન્તિઃ

**ઋષિપત્ની :**—શું પ્રભુ ? જીવનયાત્રા પુરી થઇ ? હા, ચાલો.

( અને ઋષિપત્નીનું પ્રાણપંખેરૂં પણ ઉડી જાય છે.)

**શબરી** :—(ગભરાઇને) ઓ પિતાજી, એકદમ બોલતા કેમ બંધ થયા ? બોલો ફરી બોલો એ મધુર વચન. મ્હને એક વાર શબરી કહીને બોલાવો, ગાંડી કહીને બોલાવો ફરી તાત !

( એમ કહી શબરી મૂર્છિત થાય છે. )

( પડદો પડે છે. )

---

# દ્રશ્ય ૧૦ મું

**સ્થળ :**—ભરદ્વાજમુનિનો આશ્રમ

**પાત્રો :**—ભરદ્વાજમુનિ; બીજા મુનિઓ: શબરી.

( મુનિમંડળી બેઠી છે. શબરી આવે છે અને ભરદ્વાજમુનિને સાષ્ટાંગ પ્રણામ કરે છે.)

**શબરી :**—મુનિવર્ય ! આ મતંગપુત્રી આપને પ્રણામ કરે છે !

**ભરદ્વાજ :**—આવ બેટા, આવ. બેસ. મ્હારો આશ્રમ પાવન કર્યો ત્હેં. ઋષિવર્યના દેહવિલય પછી લાંબે સમયે જોઇ ત્હને. બહેન કુશળ છે ને ત્હારાં આશ્રમવાસી પશુપક્ષીઓ.

**બીજો ઋષિ :**—કોણ આ શબરી ? ઓળખાતી પણ નથી. વૃદ્ધ થઇ ગઇ છે.

**ત્રીજો ઋષિ :**—બ્હાવરી જણાય છે. જાણે કશુંક શોધતી દીસે છે.

**ભરદ્વાજ :**—મુનિગણો આજે તો બધા સમાચાર શુભ જ સાંપડે છે. જુઓ ભીલ બાળાનું જીવન ? સત્સંગથી કેટલું ધન્ય બન્યું ?

**બધા ૠષિઓ** :--સાચું છે. એ તો વંદનીય છે (એમ કહી બધા શબરીને પ્રણામ કરે છે.)

**ભરદ્વાજ** :—**ગુણાઃ પુજાસ્થાનમ્ ગુણિષુ નચ લિંગં નચ વયઃ** અને બીજું સમાચાર મળ્યા છે કે રઘુકુળભૂષણ, કૌશલ્યાનન્દન શ્રી રામચન્દ્ર વનવાસ પધારે છે.

**એક ૠષિ** :—કેમ ?

**ભરદ્વાજ** :--આ કૈકેયીને પ્રતાપે. પિતાની આજ્ઞા થઇ કે બાર વર્ષ વનમાં જાઓ. કેવો આજ્ઞાધારી રાજકુમાર !

**બીજો મુનિ** :--એકલા વિચરે છે ?

**ભરદ્વાજ** :—ભ્રાતા લક્ષ્મણ અને કુળવધુ સતી સીતા સાથે છે.

**ત્રીજો મુનિ** :— ખરેખર ?

**ચોથો મુનિ** :--ઓહો કેટલું ધીરોદાત્ત ને ત્યાગમય જીવન !

**પાંચમો મુનિ** :--એજ પરમાત્માની વિભૂતિ.

**છઠો મુનિ** .--પ્રભુ એવી વ્યક્તિઓમાં જ પ્રગટે છે.

**સાતમો** .--એનું વનગમન સહેતુક જ હશે.

**ભરદ્વાજ** :--ધન્ય બનશે જીવન જેમને એમના પુનિત ચરણના દર્શન થશે તેમનું.

**શબરી** :--કોણ ? પ્રભુ પધારવાના છે ? રામ આવે છે ? વિભુ અવતરે છે ? એ રામ ! પ્રભુ ! ક્યાં છે ? ક્યારે આવશે ? હા ! તાત ! ત્હમે કહેતા હતા કે તું તૈયારી કર. ત્હારી પાસે આવશે. હું જાઉં છું. જાઉં છું. મ્હારે ત્યાં પ્રભુ પધારવાના છે. (આમ બોલતી શબરી ચાલી જાય છે. મુનિ મંડળી આશ્ચર્ય થઇ જોઇ રહે છે ને ધન્ય ધન્ય એટલું બોલે છે.)

(પડદો પડે છે.)

# દ્રશ્ય ૧૧ મું

**સ્થળ :**—શબરીનો આશ્રમ.

**પાત્રો :**—શબરી; રામ; લક્ષ્મણ.

(શબરી ઘડીકમાં આશ્રમમાં ઝાડુ કાઢે છે ને ઘડીકમાં બધું આઘુ પાછું કરે છે. મૃગચર્મ બીછાવે છે ને બોલતી જાય છે.)

**શબરી :**—અહીં પ્રભુ પધારવાના છે એકલા નહિ હો ! લક્ષ્મી સાથે છે. (બૂમ પાડે છે.) ઓ રામ ! ઓ સીતા ! પધારો. પધારો. લક્ષ્મણ તમેય આવો. (કોઇને દેખતી નથી.) લાવ. એમને માટે ફૂલ તોડી લાવું. અહં ! ફૂલ તોડાય ? (એમ કહીને વીણે છે) છી આ તો કચરાવાળાં છે. ચીમળાઇ ગયાં છે. (પાછી જરા ત્તારમાં બોલે છે.) તોડાય. પ્રભુને માટે તો તોડાય. મારા રામ માટે તો તોડાય. (અને થોડાં ફૂલ તોડે છે. હસતી જાય છે અને રઘુપતિ રાઘવ રાજારામ પતિત પાવન સીતારામ. એમ ગાતી જાય છે. ફૂલની માળા બનાવે છે. બોલે છે.) આ મ્હારા રામની. આ મ્હારી સીતાની. લક્ષ્મણ તને ન આપું હો-ફૂલ ન તોડાય. લે. લે તને પણ આપીશ પાછી ઉભી થાય છે. બૂમ મારે છે. રામ ! ઓ રામ ! કયાં છો ? કયાં છો ? આવોને હવે ઝટ. આ માળા સૂકાઇ જાય છે હો, રામ તમને ભૂખ લાગી છે નહિ ? ઉભા રહો ત્યારે થોડાં ફળ વીણી લાવું (ફળ વીણે છે. વીણતી વીણતી ફરે છે એટલામાં રામ અને લક્ષ્મણ પ્રવેશ કરે છે.)

**રામ :**—ભાઇ લક્ષ્મણ ! કયાં હશે એ ભીલકુમારી ! ભરદ્વાજ મુનિએ વાત કરી છે ત્યારથી મારી આંખો તો આ વનમાં

એને જ શોધી રહી છે. એના જેવો પ્રેમ માનવતનુમાં શક્ય હશે ખરો ?

**લક્ષ્મણ** :—આપના પર કોણ પ્રેમ વરસાવતું નથી ? જ્યાં જ્યાં આપનાં ચરણકમળ પડયાં છે; ત્યાં ત્યાં પ્રેમ, પ્રેમને પ્રેમ જ પ્રફુલ્લી રહ્યો છે. એક જણ છે, હા ! એક છે નગુણું જેણે મહાનુભાવને વનની વાટ બતાવી.

**રામ** :—( લક્ષ્મણને બોલતો અટકાવી ) બંધુ ! એમ ન બોલ. ઉપકાર છે એ આપણી અપર માનો. એને નિમિત્તે તો કેટકેટલી પ્રેમળ મૂર્તિઓનાં દર્શન કરવા આપણે ભાગ્યશાળી બન્યા છીએ.

( ચાલતાં ચાલતાં શબરી પાસે આવી પહોંચે છે. શબરી બોર વીણે છે. ચાખતી જાય છે ને બોલતી બોલતી ગોઠવતી જાય છે.)

**શબરી** :—ભાવશે. ભાવશે મ્હારા રામને આ બોર ! ભાવશે, મીઠાં મીઠાં જોઇને રાખું છું. તમને ભૂખ લાગી હશે. તરસે પીડાતા હશો. આ અટવીમાં અટવાઇને આનાથી તરસેય છીપશે પ્રભુ ? પધારો. પાવન કરો આ રંક કુટિરાને. આરોગો આ બોર."

( શબરી રામને જોયા વગર જ બોલે છે. હજી એ રામ લક્ષ્મણને દેખતી નથી એટલે વિહ્વળ બની ગાય છે. )

મિલ જાના રામ પિયારે
નયના તલસે તેરે દેખનકો—મિલ.

વન પ્રમોદ મેં ખડી પુકારૂં, સુનીએ રૂપ ઉજારે
સુંદરશ્યામ કમલદલ લોચન,
મેરે નયનકે તારે—મિલ.

( રામ અને લક્ષ્મણ એના શબ્દો સાંભળે છે. ને પાસે આવે છે. રામ આગળ આવે છે ને શબરીને માથે હાથ મૂકી બોલે છે.)

**રામ** :—શબરી.

( શબરી એકદમ ચમકીને ઉંચું જુવે છે ને સાક્ષાત રામચંદ્રજીને જુએ છે શબરી હર્ષઘેલી થઈ જાય છે ને બોલી ઉઠે છે. )

**શબરી** :—ઓહ ! આવ્યા ? આવ્યા ! મારા દેવ ! પધારો. ક્યારની રાહ જોતી હતી તમારી. આ લુચ્ચા પક્ષીઓ કહેતા ય નથી કે આપ પધાર્યા છો. કાલે જ ગોદાવરીને કહી આવી છું કે તારા તનને સાફ કરવા રખે મારા રામના ચરણને પહેલાં તું પધરાવતી. હા. પણ પ્રભુ લાગતું હતું હોં કે ! પેલા વ્યોમવિહારી ચંદ્રને ઝાંખો થતો દીઠો ત્યારથી જ જાણ્યું કે મારા રામચંદ્ર પધારે છે હવે. એટલે જ એની કળા કરમાય છે.

( રામ બેસી જાય છે લક્ષ્મણ પાછળ ઉભો રહે છે )

**રામ** :—લાવ શબરી, આ શું છે ? લાવ બહુ ભૂખ લાગી છે. પણ જોજે હોં ખાટાં ન હોય.

**શબરી** :—ના પ્રભુ ! ચાખીને જ મૂક્યાં છે.

**રામ** :—લાવ ત્યારે ( રામ બોર ખાય છે ને શબરી રઘુપતિ રાઘવ રાજારામની ધુન મચાવે છે. )

**રામ** :—ઓહ ! કેવાં મીઠાં છે બોર આ. માતા કૌશલ્યાએ પણ આટલા પ્રેમથી મને ખવડાવ્યું નથી કદી.

**શબરી** :—(હર્ષઘેલી થઈ ચરણમાં ઢળી પડે છે.) ઓહ ! પ્રભુ ! !

## ટેબ્લો

( પડદો પડે છે. )

— સંપૂર્ણ —

# શકુંતલાના સાન્નિધ્યમાં

**સ્થળ** :—કૉલેજમાં વિદ્યાર્થીનીઓને બેસવાનો એક ખંડ.

**સમય** :—પહેલા સમયની અગાઉ અર્ધા કલાકનો.

**સાધનો** :—એક ટેબલ. બે ચાર ખુરશીઓ. એક ન્હાની ચોપડીઓની ઘોડી.

**પાત્રો** :—તિલોત્તમા, શીરીન, લલિતા, સરયુ, સ્નેહલતા, કુંજબાળા

( પડદો ઉપડે છે ને તિલોત્તમા પ્રવેશ કરે છે. બોલે છેઃ— )

**તિલોત્તમા** :—ફાવી. ખૂબ ફાવી. આજે બરાબર લાગ આવ્યો. જાણ્યું છો ને આ આપણા મી. ઝવેરી ઝોકાખાઉ. રોજ કૉલેજમાં વહેલા આવે છે. ચાર ટ્રાયલ લીધી ફર્સ્ટ ઇયરમાં ચાર ! તોય આવડું મોટું મીંડું ! ! ( ગોળ આંગળા ફેરવીને બતાવે છે ) આવ્યા હતા આપણી પાછળ—લયલા મજનુનો પાઠ ભણવા. ચંપલ એક લગાવી દીધી. ( ચપટી વગાડીને ) થયા રફુચક્કર. ખોટું કહું છું ? ફાવી-ઠીક ફાવી. હા. પણ હું વહેલી કેમ આવી છું એ તો ભુલી જ ગઇ (લમણે આંગળી અડકાડી) આવ્યું યાદ ! ઠીક થયું ! ફાવી. એમાં ય ફાવી ! કોઇ હજી આવ્યું નથી એટલે મઝાહ પડશે ( કાંટા-ઘડીઆળ સામે જોઇને ) અડધો કલાક વહેલી છું. ચાલો ત્યારે અજમાવીએ. પાછા ફરીવાર.

( એક ખુરશી પર બેસે છે ઘુમટો કાઢે છે ને ઘુમટાની બહાર આંગળી રાખીને પ્રાણાયામ કરે છે. એટલી વારમાં સ્નેહલતા નામની

એક છોકરી પ્રવેશ કરે છે. ખુરશી પર લાજ કાઢીને કોઇ બેઠેલું જોઇને ચમકે છે. પાસે જઇને ખાત્રી કરે છે.)

**સ્નેહલતા;**—અહું ! આતો આપણા તિલોત્તમા બહેન ! ઘુમટો કાઢીને બેઠાં છે. અંતરમાં કોઇની પરીક્ષા લેતાં હશે કોલેજ એ માટે યોગ્ય સ્થાન છે. ઘરનાં કોઇ જાણે નહિ ને બે વાત પણ અરે ઓ તિલુ ઉઘાડ ત્હારો ઘુમટો. હું તો જાણી ગઇ (તિલોત્તમા નથી ઉઘાડતી એટલે ગાવા માંડે છે):-

ઘુંઘટકા પટ ખોલ રે
તો હે પીયુ મીલેંગે—ઘુંઘટકા

( એની એ લાઇન બે ત્રણ વખત ગાય છે. હજુએ તિલોત્તમા જાગૃત નથી થતી. એટલે સ્નેહલતા એની પાસે જઇ એનો ઘુમટો ઉઘાડી નાંખે છે પાછળથી એના ખભા પાસે ઉભી રહી એક હાથે ખભો હલાવી બીજે હાથે ઘુમટો ઉંચો કરે છે. વાંકું જોઇને )

( તિલોત્તમા જાગૃત થાય છે અને ગુસ્સામાં બોલે છે. )

**તિલોત્તમા :**—કોણ સ્નેહલતા? તું તે છોકરી છે કે છીપર? ડિસ્ટર્બ (Disturb) ન કર. ખરૂં કહું છું. એવી મશ્કરી ઘેર ગઇ હો.

**સ્નેહલતા :**—પણ એકાંતમાં કોની માળા જપો છો એ તો કહો ?

**તિલોત્તમા :**—જાણ્યા કર્યા વિના ડહાપણ ન કર.

**સ્નેહલતા :**—પણ આ માળા શી ? અહીં કોલેજમાં આ ઢોંગ ધતુરા શા ? ( એમ કહીને માળા ફેંકી દે છે.)

**તિલોત્તમા :**—( ઉશ્કેરાઇને ) ડેમ યુ મીસ્ચીવ્યસ ગર્લ. આર યૂ ઇન્સલ્ટિંગ મી ? નોટ મી, નોટ ઓન્લી માય ફાધર, બટ માય ડિવાઇન ગારલેન્ડ ! ડિવાઇન પાસ્ટ !! ડિવાઇન વર્લ્ડ !!! ( પ્રત્યેક વાક્ય એક પછી એક વધુ ને વધુ જુસ્સાથી બોલે છે.)

**સ્નેહલતા** :—અરે, અરે, એકસક્યુઝ મી. મીસ ભોડીવાળા ! શાન્ત થાઓ, શાન્ત થાઓ. વોટ ઇઝ ધ મેટર ?

**તિલોત્તમા** :—( શાન્ત થઇને ) ત્યારે એમ સીધી વાત કરને ?

**સ્નેહલતા** :—લો સીધી કરી–કહો હવે.

**તિલોત્તમા** :—પહેલા પેલી માળા લઈ આવ. એને પગે લાગ. પછી કહું.

( હ્યો, એમ કહી સ્નેહલતા માળા ઉપાડે છે. આંખે અટકાડે છે ને તિલોત્તમાને આપે છે. )

**તિલોત્તમા** :—( ખુરશી પરથી ઉભી થઇ સ્નેહલતાને ખભે હાથ મૂકીને ) જો વાત એમ છે કે મુંબઇમાં પેલા નારણસ્વામી આવ્યા છે ને ?

**સ્નેહલતા** :—કોના સ્વામી ? એમના મીસીસનું નામ શું ?

**તિલોત્તમા** :—અરે ત્હને એટલી ખબર નથી ? સન્યાસીઓને મીસીસ ન હોય !--એ તો બ્રહ્મચારી !!

**સ્નેહલતા** :—હું. એ બિચારા બ્રહ્મચારી. ત્યારે એમને સ્વામી કહેવાના, અને આપણા ગ્રેજ્યુએટો: બે છોકરાના બાપ થયા હોય તોયે બેચેલર કહેવાય

**તિલોત્તમા** :—ભાષાશાસ્ત્રી ન થા. વાત સાંભળવી હોય તો સાંભળ.

**સ્નેહલતા** :—એમણે મારા બાપુજીને આ માળા આપી છે. એની મદદથી આપણે ભૂતકાળમાં પ્રવેશ કરી શકીએ છીએ. મહાત્માઓ જોડે વાતો પણ કરવી હોય તો કરાય.

**સ્નેહલતા** :—આપણે ભાઈ એ નથી માનતા. ઘરડાઓના જેવા આપણે મૂર્ખ નથી. સાયન્સના જમાનામાં આપણે જન્મ્યાં છીએ. (Experiment) એકસપરીમેન્ટ કરીએ ને (Prove) પ્રુવ થાય એટલું જ માનીએ.

તિલોત્તમા :—હા. હા. ત્હારા જેવી જ હું પણ (Hard headed) હાર્ડ-હેડેડ હતી.

સ્નેહલતા :—એમ !

તિલોત્તમા :—હા. જો સવારે રામચંદ્રજીનો રાજ્યાભિષેક જોઇ આવી. બપોરે જુલીઅસ સીઝરના દરબારમાં ગઇ હતી.

સ્નેહલતા :—ને હમણાં ક્યાં પહોંચ્યાં હતાં ?

તિલોત્તમા :—નૂરજહાં ને જહાંગીરની વાતો સાંભળવાની શરૂઆત થઇ ને ત્હેં (Disturb) ડિસ્ટર્બ કરી.

સ્નેહલતા :—બોલો હવે શું કરવું છે ?

તિલોત્તમા :—ઇચ્છા હોય તો જઇએ પાછાં.

સ્નેહલતા :—ના, નૂરજહાંનો જમાનો તો હમણાંનો. આપણે તો શકુંતલાના યુગમાં જઇએ. દુષ્યન્તે એનો અસ્વીકાર કર્યો તેથી મેનકા એને સ્વર્ગમાં લઇ ગઇ. ત્યાં શું થાય છે એ જોવું છે મ્હારે.

તિલોત્તમા :—એમ કરીએ ત્યારે.

સ્નેહલતા :—પણ માખી છીંકી. જો પેલાં શીરીન ને સરયુ, કુંજબાળા, લલિતા ને બધાં આવે છે.

તિલોત્તમા :—એમાં કંઇ વાંધો નહિ, ઉલટી મજાહ પડશે.

સ્નેહલતા :—બધાંથી જવાય ?

તિલોત્તમા :—હા. એક ખંડવાળા બધાથી જવાય. એ લોકો આવે કે તરત તું બારણું બંધ કરજે : એ ત્યાંના ત્યાં સ્તબ્ધ થઇ જશે. લે, હું બોલું છું.

( એમ કહીને ખુરશી પર પલાંઠી વાળી બેસે છે ને બધાં જડ પુતળાં બને છે ).

**સ્થળ** :—સ્વર્ગભૂમિ.
**પાત્રો** :—પહેલા પ્રવેશનાં બધાં. ઉપરાંત મેનકા ને શકુંતલા.
**સમય** :—અકાળ

( બધાં પહેલાંની માફક જ સ્તબ્ધ હોય છે. તિલોત્તમાના ગળામાં માળા છે. આંગળીથી એને લંબાવીને પકડી છે. તિલોત્તમા ઘેરાતી આંખ ધીમે ધીમે ઉઘાડે છે. બધાંની ય ઉઘડે છે. મેનકા અને શકુંતલા બેઠાં છે. શકુંતલાના હાથમાં પ્યાલી છે. )

**કુંજબાળા** :—અરે સરયુ, આ શું ? આપણે ક્યાં આવ્યાં ?
**સરયુ** :—મ્હને પણ એમ જ થાય છે કે આપણી કોલેજની રૂમ ક્યાં ગઇ. શીરીન તને કંઇ સમજાય છે ?
**શીરીન** :—શું સમજાય કપાળ ? હું બી ડ્રીમલેન્ડમાં જ છેઉંની ? મારા મમ્મઇ કહેતાં ઉતાં કે મરઘી ને વાલની ડાલ ખાઢી હોય તો મજેનાં સપનાં આવે.
**લલિતા** :—અરે આપના પર ઇશરની કીરપા ઉટરી જનાય છ. આપને કાઇ દિવ્ય પરડેસમાં આયવા છ. જુઓની આ બઢે પરકાસ જ પરકાસ ડેખાય છ. સાંભે જુઓ કાઇ બે ડેવીઓ પઢારી છ. ડરસન તો કરો ડરસન.
**સ્નેહલતા** :—અરે ન હોય આ તારા દેવદેવી તેત્રીસ કોટિ દેવતાઓ ભરતખંડમાં ચાલ્યા ગયા છે. અહિં તો અપ્સરાઓ રહી છે. આ તો મેનકા અને શકુન્તલા છે.
**શીરીન** :—કોન રે એ આપના માલીની સકુ ! મરેરે અહિં કાંથી આવી ચડી ?
**સરયુ** :—એ નહિ. એ નહિ.
**શીરીન** .—તારે પેલ્લો ભાંગવારી થીએતરમાં દ્રામા ભજવાયો હુતો તેની હીરોઇન કે આ ! અલી અહિં કેમ આવી ?

પગાર આપીએ નહિ હોસે. ટમારા તો પગાર બી મોત્તા કેની ? તેમાં આ મોક્કાન મંદાયલા સીનેમા વધી પરીઆચ.

**કુંજબાળા** :—અરે ન હોય એ ડ્રામાની એક્ટ્રેસ. આ તો ખરી શકુન્તલા.

**શીરીન** :—ઓહ ! (I See) આઇ સી. (Sorry) સોરી હાં ? તો તો પેલ્લું તમે સંસકરીતમાં નાટક શીખતા હુતા તે, પેલ્લો કેનરે—ફાતીમુવાનું નામ બી યાદ નહિ આવતું.

**તિલોત્તમા** :—ગરબડ બંધ કરો. ( બધા શાન્ત રહે છે )

**શકુન્તલા** :—મા તું મ્હને રોક નહિ. હું જીંદગીથી કંટાળી ગઈ છું.

**મેનકા** :—બહેન એમ નાસીપાસ ન થા. ચાર દિવસ એમે હોય. સહુ સારાં વાનાં થશે. ત્હારા બાપે એમ જ કર્યું હતું. એમને હું ગમી હતી પણ જ્યારે ત્હને બતાવી ત્યારે આંખ આડા હાથ દીધા પુરુષોની જાત જ એવી નિષ્ઠુર ને નગુણી.

**શકુન્તલા** :—મા, તું એમ ન બોલ એમની વિરૂદ્ધ કંઇ ન કહે. મા, મ્હારી એક વિનંતિ સાંભળ. કોઇ દિવસ પણ મહારાજા ભરતને પુત્ર તરીકે સ્વીકારે. કોઇ દિવસ પણ તને મળે તો મ્હારો આટલો સંદેશો કહેજે ! ( ગાયન ગાય છે. )

પિયુ પરદેશીને કહેજો પ્રણામ હમારા પ્રણામ હમારા.<br>
કહેજો કે ગઇ તુજ દારા.<br>
કહેજો કે તુજ નામ લઈ વિષપાન એ કરતી હતી.<br>
છેલ્લો નીકળતાં શ્વાસ ત્હારૂં નામ એ જપતી હતી<br>
કોઇ પ્રેમવશ અબળા બિચારી ભોળીને ઠગશો નહિ.

( ગાયન પુરૂં કરીને પ્યાલી ગટગટાવી જાય છે. )

અરે આ શું ! આ તો વિષને બદલે અમૃત લાગે છે !

**મેનકા :**—પુત્રી ! આ સ્વર્ગ છે. સંસારના ઝેરવેર અહીં નહિ અહીં તો ઝેર પણ અમૃત થઇ જાય છે. એટલે તો મ્હેં તને પીવા દીધું.

**શીરીન :**—દિકરી શકુંતલા ! તુને એવરૂં શું દુઃખ પરીઉં તે પોઇઝન લેવા તયાર થઇ છ !

**મેનકા :**—આ મ્હારી પુત્રી છે. એનો પતિ એને ભૂલી ગયો છે તેથી એને જીવવું ગમતું નથી.

**કુંજબાળા :**—ધણીએ છોડી દીધી હોય તો કાયદેસર ઉપાય લ્યો. મ્હારા ભાઇ હમણાં તાજા જ સોલીસીટર થયા છ. નોટીસનો 'ડ્રાફ' કરી આપશે.

**શીરીન :**—એકઝટ્લી-એકઝટ્લી. મુઓ માતીરો લગ્ન કરી બૅરી થતી તે ભુલી કાં ગીયો ?

**મેનકા :**—કોઇ ઋષિના શાપથી એની સ્મરણશક્તિ લુપ્ત થઇ છે.

**લલિતા :**—હા. હા. સાચ્ચી વાટ ! બંબઇમાં હવના હવના એ રોગચાલો બહુ ચાયલોછ. મારી વાલી, યાડડાસ્ત ગુમ ઠઇ જાયછ. પહેલવહેલ્લો બઢા મેટ્ટા માનસોને જ લાગુ પડીયોછ. ને વલી સાંભલ્યું છ કે ભરે બજારમાં મન્ડી આવેછ ટારે આ રોગની વરઢી થાયછ. ટારે ડેવાડારની યાડડાસ્ત ટો જરી બી રહેવા ન કરે.

**સરયુ :**—મ્હારા મામાના સાળા દાકતર છે. કોટમાં એમનો કન્સલ્ટીંગ રૂમ છે. હમણાં હમણાં એમને ફુરસદ સારી રહે છે તમારા જમાઇને કહોની એમને બતાવી આવે !

**શીરીન** :—આ ડાકતરોને સું થીયુંચ ? હ્યુમન વર્લ્ડમાં પેશન્ટના કરાકા પરીયા ( મલવા નહિ માંડીઆ ) એટલે બહેસ્તમા સોધવા નીકલીયાચ. (સરયુ તરફ આગળા કરીને) આ એવણુને એજન્ટ નીમીયા લાગેચ. હે ! કેમ બાનુ ? કંઇ કમીસન બમીસન થરાવીયુચ કે ?

**સરયુ** :—અહીં બીચારીનો જીવ જાય છે ને તને જોક સુઝે છે.

**શીરીન** :—તો તું તારો કારીને મુક. આપ ઇન્જકસન.

**કુંજબાળા** :—હવે રહેવા દોની. હું તો કહું છું કે લગ્ન રજીસ્ટર કરાવેલાં છે કે નહિ ?

**લલિતા** :—આ ટું સું બોલે છ. કણ્વ ઋષિની પાલક પુત્રી ટેના ટે રજીસ્ટર કટા હોસે. જરા વિચાર ટો કર છ કે નાસ્ટીક સું ઠાય છ !

**મેનકા** :—એમના તો ગાંધર્વ લગ્ન થયેલા.

**શીરીન** :—લે એ આ તિલોત્તમા આટો વરી નવું જ સાંભલીયું. આ ટમારો બાલ ગાંઢરવ હજુ લગન બી કરે ચ કે ?

**તિલોત્તમા** :—નહિ રે એ તો એકલા છાનામાના પહેલાં પરણેલાં એમ કહે છે.

**શીરીન** :—હં તારે એમ કેવની તમારા હિન્દુ લોકો ફ્રી લવમાં પહેલેથી જ માનતા આવીયાચ. અતારનાં છોકરાં છોકરીને બિચારાં ને કાંય વગોવેચ !

**તિલોત્તમા** :—ત્હારૂં ભેજું ગેપ થયું લાગે છે એ ફ્રી લવ ન્હોતો. એ તો ઇન્ડિવિડયુઅલ લવ હતો.

**સ્નેહલતા** :—ઇન્ડિવિડયુઅલ લવ શાનો ! પ્રેમ હતો તો દુષ્યંત એને ભૂલી કેમ ગયો ! બ્હેન શકુન્તલા પુરુષોને તો એવા ઢોંગધતુરા કરી સ્ત્રીઓને છેતરતા આવડે છે. એ ભુલી જાય અને આપણે રખડતા ફરીએ એમ ? નહિ

નહિ એવું નહિ બને ! શકુન્તલા, ચાલ બેન, ભર આગળ પગલું; ચાલ જઇએ વડોદરે ને ડાયર્વોર્સ લઇ લઇએ. આ બ્રીટીશના કાયદાએ કેવા છે ! તિલોત્તમા, તું ત્હારા બાપાજીને કહેતી યે નથી ? મ્હોટા જજ થયા છે હાઇ કોર્ટના !

**તિલોત્તમા**:—બાપાજી શું કરે ? એણે વીંટી ખોઇ નાંખી તે નહિ !

**શીરીન** :—વીંટી સાની ? એના ભરથારે આપેલી કે ?

**લલિતા** :—એ વીંટીમાં ટો એટલો જાદુ હુટો કે વીંટી સંકુન્ટલાના હાઠ પર હોય ટોજ દુષ્યંત એને ઓલખે.

**શીરીન** :—વીંટી ખોવાયાની પેપરોમાં જાહેરખબર આપેલી કે નહિ ? ન આપી હોય તો ચાલ હવનાં આપી દઇએ. આ સાંભે જ રિપોર્તરો બેથાચ. છાપજો મીસ્તર.

**શકુન્તલા** :—મા આ છોકરીઓ કોણ છે ?

**મેનકા** :—એ તો ભારતવર્ષની ભાવી મહિલાઓ છે. વિક્રમની વીસમી સદીની સ્ત્રીઓ છે.

**શકુન્તલા** :—(તિલોત્તમાને કહે છે) બહેન, ત્હમે કોણ છો ? કયાંથી આવો છો ?

**તિલોત્તમા** :—અમે ભારતવર્ષના ગુર્જરરાષ્ટ્રનાં રહીશ છીએ. મુંબાદેવીના નગરમાં વસીએ છીએ. અમે બધી વિદ્યાપીઠની વિદ્યાર્થિનીઓ છીએ. પુરાતત્વનો અમને શોખ હોવાથી ત્હમને જોવાની ઇચ્છા થઇ એટલે પ્રાચીન વિજ્ઞાન વિદ્યાનો પ્રયોગ કરી અમે ત્હમારા સાન્નિધ્યમાં આવ્યાં છીએ.

**શકુન્તલા** :—તમારૂં વર્ણ, ગોત્ર, પતિ વગેરે કહેશો ?

**શીરીન** :—લેવની હું કેઉં-અમારી સ્કીન વ્હાઇટ છે એતલે વરનમાં અમે ગોરાં ગનઇએ. જાતિ તો તમુ જુઓચ અમે ઇસ્તીરીઓ છે.

**શકુન્તલા** :—તમે બધાં એક જ દેશનાં છો ? તમારી બોલી, ભાષા બધું જુદું લાગે છે ?

**શીરીન** :—અરે એમ ટો અમે કોસ્મોપોલીતન છઇએ. જોવની આ મારા બુત બ્રીતન મેઇક છે. આની આ સારી (એક બાળાને બતાવે છે) ખાસ પેરીસથી બનીને આવેલીચ. (કુંજબાળાને બતાવીને) આ પોલકું ઇતાલીયન તેઇલર પાસ તૈયાર કરાવીયુંચ (સ્નેહલતાનું માથું ખોલીને કહે છે.) અને આની આ પીન જોઇ ? જાપાન મેઇક છે !

**શકુન્તલા** :—અરે આ શું આનો કેશકલાપ ક્યાં ગયો

**શીરીન** :—એ તો આજકાલની ફેશન છે.

**શકુન્તલા** :—મા, આ આર્ય મહિલાઓ નથી લાગતી મ્હને અહીંથી લઇ જા.

**મેનકા** :—હા, ચાલ.

(અંદરનો પડદો પડે છે.)

**લલિતા** :—અરે આ સું ઠીચું ? ડેવીઓ કાં ચાલી ગઇ ?

( ઘંટ વાગે છે. બધા જાગ્રત થઇ જાય છે. )

**શીરીન** :—અરે બેલ પરીઓ ! તારે કોનો પીરીયડ છે–તારે–તારે ( એમ દરેકની સામે આંગળી કરીને પુછે છે ને ચાલો ચાલો કરીને ચાર છોકરીઓ ચાલી જાય છે. )

તિલોત્તમા :—ભૂલ્યાં, સંસ્કૃતનો પિરિયડ હતો. કેટલા વાગ્યા છે ?

સ્નેહલતા :—ગભરાતી ના. આજ મારા બાપાજી નથી આવવાના !

તિલોત્તમા :—કેમ ?

સ્નેહલતા :—મ્હારા દાદાનું શ્રાદ્ધ છે તે વાલકેશ્વર સરાવવા ગયા છે.

તિલોત્તમા :—એમ ! (સ્વગત) પ્રોફેસર સાહેબ શ્રાદ્ધમાં માને છે-એમ ને ? છેક ત્હારા જેવા નથી.

— સંપૂર્ણ —



પદ્માવતી દેસાઇનાં અન્ય

# પ્રકાશનો

૧ માલસરની યાત્રા
૨ પવિત્ર હિમાલય પ્રવાસ
૩ યરવડાનો યોગી
૪ ગીતામૃતની પ્રથમ સેર
૫ ઉદ્બોધન
૬ શ્રમણ નારદ
૭ શ્રી શ્રૌતમુનિ પરિચય

## : બાળ સાહિત્ય :

૮ ચાલો હિમાલયે ભાગ ૧
૯ ,, ,, ,, ૨
૧૦ ન્હાનપણુની વાતો
૧૧ રોજને રોજ
૧૨ બાપા
૧૩ ધોળી દા'ઢીવાળા બાળક

## : આ પુસ્તક :

૧૪ ભીલ કુમારી